ગુજરાત સેવાદળ [ હિંદુસ્તાની સેવાદળની પ્રાંતિક શાખા ]
સ્વયંસેવક વિભાગ: ગુ. પ્રાં. સમિતિ

# શિક્ષકની તાલીમ

## (Instructor's Training)



### વિષયસૂચિ.


૧. સૂચના અને નિયમો.

૨. અભ્યાસક્રમ.

૩. સમય-પત્રક (Time Table)

૪. શિક્ષકનો પહેરવેશ.



આ[illegible]દી ઠાકોર
મંત્રી, ગુજરાત સેવાદળ
કોંગ્રેસ હાઉસ, ભદ્ર
અમદાવાદ.

# શિક્ષક-તાલીમનો અભ્યાસક્રમ.

## ૧. સૂચના અને નિયમો.

સૈનિકનું પ્રમાણપત્ર ધરાવનારા અને થોડાક વર્ષનો મહાસભાના અગર સેવાદળના કામનો અનુભવ ધરાવનારાઓને જ શિક્ષક તાલીમ વર્ગ (class) અથવા શિબિર (camp) માં દાખલ કરવામાં આવશે.

વિનીત અથવા મેટ્રીક અથવા સ્કુલ લીવીંગ સુધીના અભ્યાસની યોગ્યતા ( qualfiication ) શિક્ષક-તાલીમ લેવા ઇચ્છતા સૈનિકમાં હોવી જોઈએ. હિંદીનું વ્યવહાર જ્ઞાન પણ ખાસ જરૂરનું છે.

જરૂર લાગશે તો અંગ્રેજી ન જાણતા એવા સૈનિકો માટે આ તાલીમ આપવાની વ્યવસ્થા કરવામાં આવશે અને વધારે સંખ્યામાં આવા સૈનિકો હશે તો તેમનો ખાસ જૂદો વર્ગ અથવા શિબિર ખોલવાની વ્યવસ્થા કરી શકાશે.

શિક્ષક-તાલીમ વર્ગ અથવા શિબિરમાં દાખલ થતાં પહેલાં સેવાદળ તરફથી નિમાયેલ દાકતર પાસે સૈનિકની દાકતરી તપાસ લેવામાં આવશે અને જેઓ શારીરિક યોગ્યતાનું પ્રમાણપત્ર મેળવશે તેમને જ દાખલ કરવામાં આવશે.

શિક્ષકની તાલીમ લેવા ઇચ્છતા સૈનિકોએ એવી લેખીત બાંહેધરી આપવી પડશે કે શિક્ષકનું પ્રમાણપત્ર મળ્યા પછી પોતે ત્રણ વરસ સુધી પ્રાંતિક સેવાદળ અથવા મધ્યસ્થ સેવાદળ અથવા પ્રાંતિક સમિતિની સેવા કરશે અને કાંઇ પણ પગારની આશા રાખશે નહિ. જ્યાં જરૂર લાગશે ત્યાં અને બની શકશે ત્યાં તેમનાં નિર્વાહ ખર્ચની વ્યવસ્થા કરવામાં આવશે.

શિક્ષકનો હોદ્દો મળ્યા પછી કોઈ પણ વ્યક્તિ વધારે તાલીમ માટે યોગ્ય માલુમ પડશે તો તેને ઉતરતા અફસર (Junior Officer) ની તાલીમ આપવામાં આવશે.

શિક્ષક–તાલીમ વર્ગ (class) અગર શિબિર (camp) ની મુદત આઠ અઠવાડિયાની અથવા ૫૬ દિવસની રહેશે. ખાસ જરૂરી સંજોગોમાં શિક્ષક–તાલીમનો અભ્યાસક્રમ બે ભાગમાં વ્હેંચી શકાશે અને દરેક વર્ગ અગર શિબિર ચાર અઠવાડિયાની મુદતના રહેશે. પણ એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે કોઇ પણ ઉમેદવાર વ્યક્તિ નક્કી કરેલો અભ્યાસક્રમ પુરો નહિ કરે અને સેવાદળની શરતોમાં સંતોષકારક નહિ નીવડે ત્યાં સુધી શિક્ષકનું પ્રમાણપત્ર મેળવી શકશે નહિ.

મધ્યસ્થ સેવાદળના વિદ્યાલય (academy) માં અગર પ્રાંતિક સેવાદળના શિક્ષક–તાલીમ વર્ગ અગર શિબિરમાં દિવસના ચોવીસ કલાકનો કાર્યક્રમ નીચે પ્રમાણે રહેશેઃ—

## પત્રક નં. ૧.

| | | |
|---|---|---|
| ૧. | ઉંઘ (આમાં ચોકી પહેરા Sentry–duty ના કલાક નથી આવતા) | ૭ કલાક |
| ૨. | માનસિક તાલીમ (આમાં હિંદુસ્તાની આવી જાય છે) | ૪ ,, |
| ૩. | શારીરિક તાલીમ: (આમાં કવાયત, લાઠી ડ્રીલ, કસરતો, રમત–ગમતનો સમાવેશ થાય છે) | ૩ ,, |
| ૪. | વ્યવહારોપયોગી (Practical) તાલીમ: (આમાં કાતવું, પીંજવું, ધ્વજ ફરકાવવો અને ઉતારવો, દરરોજનો ચોકી પહેરો–sentry duty વગેરેનો સમાવેશ થાય છે) | ૩ ,, |
| ૫. | આરામ (આનો ઉંઘવું એમ અર્થ નથી) | ૨ ,, |
| ૬. | ભોજન. | ૨-૧૫,, |
| ૭. | પોતાની દેખરેખ: (આમાં દાતણ-પાણી, સંડાસ, ન્હાવું–ધોવું, પ્રાર્થના વગેરેનો સમાવેશ થાય છે) | ૧-૪૫,, |

૮. શિબિરની સેવા:
(આમાં શિબિરની સ્વચ્છતા, તથા તેને લગતું બીજું કામ વગેરેનો સમાવેશ થાય છે) } ૧ „

દિવસના કુલ કલાક: ૨૪

આઠ અઠવાડિયાના ૫૬ દિવસોમાંથી ૮ શિબિર–રજાઓ (camp–holidays) અને ૮ ખાસ રજાઓ મળીને સોળ રજાઓના દિવસ રહેશે. આ રજાઓના દિવસોમાં દરરોજની નિયમિત તાલીમ આપવામાં આવશે નહિ. આ રજાઓના દિવસે આજુબાજુની જગ્યાઓ જોવા લાંબી સફર અથવા લાંબી કૂચ (route–march) ઉપર લઇ જવામાં આવશે. આ રીતે નિયમિત અભ્યાસક્રમની તાલીમ ૪૦ દિવસ જ આપવામાં આવે છે. ત્રણે વિભાગનો અભ્યાસક્રમ દિવસના ૧૦ કલાકનો સમય લે છે; એટલે કે દરેક ઉમેદવાર વ્યક્તિ પુરેપુરા ૪૦૦ કલાકની તાલીમ મેળવી શકશે, જેના નીચે પ્રમાણે ભાગ પાડી શકાય:—

| | | | |
|---|---|---|---|
| વિભાગ | अ | શારીરિક તાલીમ | ૧૨૦ કલાક |
| વિભાગ | ब | માનસિક તાલીમ | ૧૬૦ કલાક |
| વિભાગ | क | વ્યવહારોપયોગી તાલીમ (Practical) | ૧૨૦ કલાક |
| | | કુલ | ૪૦૦ કલાક |

તાલીમવર્ગ અગર શિબિરનાં ઉપરી ઓહ્દેદારે દરેક વિષય માટે સમયની વહેંચણી નીચેના **પત્રકમાં** જણાવ્યા પ્રમાણે કરવી. સ્થાનિક સ્થિતિ જોતાં અને નક્કી કરેલા સમયમાં બધા વિષય શીખવાડવાની વ્યવસ્થા ધ્યાનમાં લેતાં જો જરૂર લાગે તો ૪૫ અગર ૫૦ મીનીટના કલાસ ગોઠવી શકશે.

શિબિરનું સમય–પત્રક (time table) ગોઠવતી વખતે જુદા જુદા વિષયવાર કલાકોની વ્હેંચણી ધ્યાનમાં લેશે એટલું જ નહિ પણ તેનું સચોટ રીતે પાલન કરશે અથવા વળગી રહેશે.

## પત્રક નં. ૨

### વિભાગ અ.
શારીરિક—૧૨૦ કલાક.

| વિષય | કલાક |
|---|---|
| ૧. કવાયત | ૪૦ |
| ૨. લાઠી | ૧૮ |
| ૩. સ્નાયુ વ્યાયામ | ૨૦ |
| ૪. કુસ્તી | ૧૨ |
| ૫. અંગકસરતો | ૧૮ |
| ૬. રમત—ગમત | ૧૨ |
| કુલ... | ૧૨૦ |

### વિભાગ બ.
માનસિક—૧૬૦ કલાક.

| વિષય | કલાક |
|---|---|
| ૧. મહાસભાની રચના | ૧૮ |
| ૨. ભૂગોળ | ૬ |
| ૩. સત્યાગ્રહનો ઇતિહાસ | ૧૮ |
| ૪. હિંદુસ્તાનના લોકોની આર્થિક સ્થિતિ | ૧૨ |
| ૫. પ્રચારકાર્ય કેવી રીતે કરવું | ૬ |
| ૬. ગ્રામસેવા | ૧૨ |
| ૭. સ્વયંસેવક મંડળની રચના | ૬ |
| ૮. તાત્કાલિક મદદ (First Aid) | ૧૨ |
| ૯. આરોગ્ય સ્વચ્છતા અને શરીર સંરક્ષણ શાસ્ત્ર (Hygine) | ૬ |
| ૧૦. તાલીમ શિબિર કેવી રીતે ચલાવવી | ૬ |
| ૧૧. હિંદુસ્તાની | ૪૦ |
| ૧૨. દેશના હમણાંના બનાવો | ૧૮ |
| કુલ... | ૧૬૦ |

### વિભાગ ક.
વ્યવહારોપયોગી—૧૨૦ કલાક.

| વિષય | કલાક |
|---|---|
| ૧. કાંતણ અને પીંજણ | ૪૦ |
| ૨. ગીત | ૧૨ |
| ૩. ધ્વજ | ૬ |
| ૪. બ્યુગલ વગાડવાનું શિક્ષણ | ૧૨ |
| ૫. ખરેખર યોગ્ય બંદોબસ્ત (actual control) | ૬ |
| ૬. સંજ્ઞાઓ (Signals) | ૬ |
| ૭. ઓફીસ અને રચનાત્મક કાર્યનું શિક્ષણ. | ૧૮ |
| ૮. ચોકી પહેરો (આમાં રાત્રિ ચોકી પહેરાનો સમાવેશ થાય છે.) | ૨૦ |
| કુલ... | ૧૨૦ |

મહાસભાની કાર્યવાહક સમિતિના હુકમથી શિક્ષકની તાલીમ હિંદુસ્તાની સેવાદળનાં મુખ્ય મથકે આપવામાં આવશે. પણ કોઇ પણ પ્રાંત પોતાને ત્યાં શિક્ષક-તાલીમ વર્ગ અગર શિબિર ઉઘાડવા ઇચ્છા રાખે તો અને તે અંગેની બધી જરૂરી વ્યવસ્થા કરી શકે તો તેવો વર્ગ અગર શિબિર ઉઘાડવાની રજા હિંદુસ્તાની સેવાદળના મધ્યસ્થમંડળ તરફથી આપવામાં આવશે.

તાલીમવર્ગ અગર શિબિરમાં સૈનિકે લીધેલી તાલીમ અને કોઇ પણ મહાસભા સમિતિના કામનો લીધેલો અનુભવ ધ્યાનમાં લેતાં નીચે જણાવેલો શિક્ષકનો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો છે. આ શિક્ષકનો અભ્યાસક્રમ સૈનિક તાલીમના અભ્યાસક્રમના સંબંધ રૂપે છે.

## ૨. અભ્યાસક્રમ.

## વિભાગ अ.

( દરરોજ ૩ કલાક: કુલ ૧૨૦ કલાક )

**૧. કવાયત** ( Foot-drill ):-

૧. ફરવું (turnings)

૨. બે અને ચારની કતાર બનાવવી. (Forming 4 and 2 deep)

૩. બાજુએ પગલાં ભરવાં (Sidesteps)

૪. કૂચ.

૫. કૂચ કરતાં કરતાં **એજ આકારમાં બાજુએ** ફરવું (wheeling)

૬. કૂચ કરતાં કરતાં ફરવું (turnings on the march)

૭. દિશાફેર (Changing direction)

૮. ચાર કતારમાં કૂચ (marching in fours)

૯. વિધિ-યુક્ત કવાયત (ceremonial drill)

૧૦. ખભા ઉપર લાઠી સાથે કવાયત (Staves drill)

૨. લાઠી:—

૧. પુરેપુરી લાઠી કવાયત (Complete drill)

૨. પ્રાથમિક વૈયકિતક-વ્યક્તિગત અભ્યાસક્રમ (Beginners vaiyktic–Individual Course)

૩. **સ્નાયુ વ્યાયામ** (maxalding): પુરેપુરો અભ્યાસક્રમ.

૪. **કુસ્તી:** પ્રાથમિક અભ્યાસક્રમ.

૫. અંગ કસરતો (Athletics):-

૧. લાંબુ કુદવું (long jump)

૨. ઉંચું કુદવું (high jump)

૩. ઉભા ઉભા પહોળું કુદવું (Standing broad jump)

૪. એક શ્વાસે ૧૦૦ વાર અને ૨૨૦ વાર દોડવું (Sprinting 100 yds and 220 yds)

૫. વજન ફેંકવું (Putting the shot)

૬. દોડવું.

૭. સાયકલ દોડાવવી.

૬. **રમતો** (Games):-

૧. હિંદી રમતો (Indian Games) (જાણીતી રમતો પસંદ કરવી)

૨. ફુટ બોલ (Foot-ball)

૩. વોલી બોલ (Volley ball).

નોંધ: નક્કી કરેલા સમયનો મોટો ભાગ કવાયત (foot drill) માં આપવો. જે સૈનિકો ઉપર જણાવેલામાંથી એક અથવા વધુ વિષય જાણતા હોય તેમને નીચે જણાવેલા ખાસ વિષયોમાંથી ગમે

તેમાં તાલીમ લેવા રજા આપવી:-

૧. લેઝીમ (Lazim)

૨. જોડી-મગદળ (Jodi)

૩. મલખમ

૪. જુ જુ ત્સુ (Ju-Ju-tsu)

૫. ધનુર્વિદ્યા (archery)

૬. બોક્સીંગ (boxing)

ઉપર જણાવેલા મરજીઆત વિષયો માટે પુરતી સંખ્યામાં સૈનિકો તૈયાર થાય તો તે શિખવવા માટે વર્ગ અથવા શિબિર ઉઘાડનાર સંસ્થાએ વ્યવસ્થા કરવી.

## વિભાગ ब.

( દરરોજ ૪ કલાક: કુલ ૧૬૦ કલાક )

### માનસિક તાલીમ:

**૧. મહાસભાની રચના:**

૧. શરૂઆતથી તે અત્યાર સુધીના મહાસભાના બંધારણમાં ફેરફાર કરવા અનુક્રમે થએલી ચળવળ અથવા પ્રગતિ.

૨. શરૂઆતથી અત્યારસુધીના મહાસભાના ઇતિહાસનું સામાન્ય જ્ઞાન.

૩. મહાસભાના પાંચ નેતાઓનું જીવન અને તેઓ કરી રહેલા કામનું સારૂં જ્ઞાન.

**૨. ભૂગોળ:-**

૧. હિંદુસ્તાનની સીમા.

૨. ભાષા પ્રમાણે પ્રાંતીય વહેંચણીની જરૂરીઆત અને અગત્ય.

૩. હિંદુસ્તાનની પ્રાકૃતિક ભૂગોળ.
(Phisical features of Hindustan)

૪. દુનિઆની ભૂગોળનું સાધારણ જ્ઞાન.

3. સત્યાગ્રહનો ઇતિહાસ:

૧. યુરોપીય દેશોના અત્યારના લડાઈના પ્રકાર સાથે અહિંસાત્મક લડાઇની સરખામણી.

૨. નીચે જણાવેલી સત્યાગ્રહ લડાઇમાં વપરાએલા જુદા જુદા પ્રકાર અને રીતઃ—

(અ) દક્ષિણ આફ્રીકા

(બ) ચંપારણ

(ક) ૧૯૨૧ નો અસહકાર

(ડ) નાગપૂર સત્યાગ્રહ

(ઇ) અકાલી

(ફ) બારડોલી

(ગ) ૧૯૩૦ નો સત્યાગ્રહ

૩. સરકાર અને દુનિયાના અન્ય દેશો ઉપર સત્યાગ્રહની અસર

૪. હિંદુસ્તાનના લોકોની આર્થિક સ્થિતિ:—

૧. બ્રિટીશ રાજ્યના આવતાં પહેલાં.

૨. બ્રિટીશ રાજ્યકારભારમાં.

૩. અત્યારની લોકોની આર્થિક સ્થિતિ.

૪. દુકાળનાં કારણો અને લોકો ઉપર તેની અસર.

૫. બીજા દેશોના લોકો જોડે સરખામણી.

૫. પ્રચાર કાર્ય કેવી રીતે કરવું:—

૧. પૂર્વનાં દેશોની રીતઃ

(અ) પુરાણી રીત.

(બ) અત્યારની રીત.

૨. યુરોપીય અને અમેરીકન રીત.

૩. મહાસભા માટે ગ્રહણ કરવા જેવી કઇ રીત છે.

૪. ચાર્ટ, નકશા, જાહેરાત–જાહેર ખબર વગેરેની જરૂરીઆત અને અગત્ય અથવા યોગ્યતા.

૬. ગ્રામસેવા:—

૧. સ્વચ્છતા (Sanitation).
૨. આરોગ્યનો સવાલ (health problem).
૩. ગ્રામવાસીઓને દાક્તરી મદદ.
૪. સાહિત્ય જ્ઞાનનો સવાલ (literary problem).
૫. કરકસરીયું જીવન (Economic life).
૬. રચનાત્મક કાર્ય.

૭. સ્વયંસેવક મંડળની રચના:—

૧. આયરીશ સ્વયંસેવક ચળવળ.
૨. રશીઅન સ્વયંસેવક ચળવળ.
૩. ફાસીસ્ટ સ્વયંસેવક ચળવળ.
૪. બી. પી. અને અમેરીકન સ્કાઉટ ચળવળ.
૫. હિંદુસ્તાનની સેવાસમિતિઓ અને બીજી સ્વયં-સેવક ચળવળ.
૬. સેવાદળ ચળવળ સાથે આ બધાની સરખામણી.

૮. તાત્કાલિક મદદ( **First Aid** ):—

૧. હાડપીંજર અને બીજી જુદી જુદી શારીરિક રચનાઓ જેનાથી મનુષ્યનું શરીર બનેલું છે.
૨. હાડકાનું ભાંગવું અને તેના ઉપાય અને સારવાર.
૩. લોહી નીકળવું (Hamorrhage) સામાન્ય અને ખાસ તેની સારવાર.
૪. ઘા અને તેની સારવાર.
૫. પાટા બાંધવા.

૬. કૃત્રિમ શ્વાસોશ્વાસ કરાવવો.
(artificial respiration)

૭. હાડકાનું ખસી જવું, મચકોડાવું, વગેરે તેની સારવાર સાથે. મૂર્છા, ઝેર લીધું હોય તેવા અકસ્માત, તે પારખવાના મુખ્ય મુદ્દાઓ, અને તેની સારવાર.

૮. સ્ટ્રેચર અને તાત્કાલિક ઉભા કરેલા સ્ટ્રેચર ઉપર દરદીને અકસ્માતની જગ્યાએથી હોસ્પીટલ લઈ જવાની રીત તથા ઉંચકવાની રીત.

૯. દાઝવું–બળવું અને તેના ઉપાય.

૧૦. સાપનું કરડવું, બીજા જીવજંતુઓનું કરડવું અને તેની સારવાર.

## ૯. આરોગ્ય સ્વચ્છતા અને શરીર સંરક્ષણ શાસ્ત્ર:—

Sanitation and hygine.

૧. દેશને અને દરેક વ્યક્તિને તેની અગત્ય
૨. સ્વસંરક્ષણ શાસ્ત્ર
૩. શિબિર સંરક્ષણ શાસ્ત્ર
૪. ગ્રામ સંરક્ષણ શાસ્ત્ર
૫. ગ્રામ સુખાકારીનાં દષ્ટિબિન્દુથી ચેપી રોગોનો અટકાવ.

## ૧૦. તાલીમ શિબિર કેવી રીતે ચલાવવી:—

શિબિર અગર વર્ગ ચલાવવા માટેની બધી સૂચનાઓ અને નિયમો.

## ૧૧. હિંદુસ્તાની—દેવનાગરી અગર ઉર્દૂ લિપિમાં:—

(૧) મ્હોંઢે અને લેખિત ભાષાંતર કરવું.
(૨) કવાયતના હુકમ સંપૂર્ણ રીતે સમજાવવા.
(૩) પ્રાથમિક વ્યાકરણ.

નોંધ:—જેની માતૃભાષા હિંદુસ્તાની નથી તેને માટે આ અભ્યાસક્રમ છે. હિંદુસ્તાની જાણતા સૈનિકોને બીજા નહિ જાણતા સૈનિકોને શીખવાડવામાં રોકવા.

**નોંધ:**—બધા જ વિષયો વાર્તારૂપે શીખવવા. દરેક સૈનિકને ભવિષ્યના ઉપયોગ માટે તેની નોંધ લેવા સારૂ નોટ બુકો અને પેન્સીલો પુરાં પાડવાં. શિબિર અગર વર્ગનાં ઓદ્ધેદારોએ આ નોટો તપાસવી અને જરૂર લાગે ત્યાં સુધારવી.

## વિભાગ क.

(દરરોજ ત્રણ કલાક: કુલ ૧૨૦ કલાક)

### વ્યવહારોપયોગી તાલીમ.

(Practical training)

**૧. કાંતણ અને પીંજણ:—**

૧. રેંટીઆ ઉપર કલાકના ઓછામાં ઓછા ૧૫૦ વાર. સુતર ૧૫ થી ૨૦ આંકનું આવવું જોઇએ. પોતાના ઉપયોગ જેટલી પૂણીઓ બનાવતાં અને પીંજતાં આવડવું જોઇએ. તકલી કાંતતા આવડવી જોઇએ.

**૨. ગીતો:—**

સેવાદળ સપ્તપદીમાં આપેલાં બધાં જ ગીતો મ્હોંઢે કરવાં જોઇએ.

**૩. ધ્વજ:—**

૧. ધ્વજ ફરકાવવાની અને ઉતારવાની સંપૂર્ણ ક્રિયા આવડવી જોઇએ.

૨. ધ્વજની રક્ષા કરવાના પ્રકાર.

૩. દુનિઆના પહેલા વર્ગના દેશોના ધ્વજ.

**૪. બ્યુગલ વગાડતાં શીખવું.**

નીચે જણાવેલી બ્યુગલની સંદેશવાહક સંજ્ઞાઓ (call):

(૧) એકઠા થવા
(૨) ભોજન
(૩) સ્હવારે ઉઠવા
(૪) કૂચ
(૫) દિવા ઓલવવા-સુઇ જવા
(૬) થોભી જવા (Halt)
(૭) ભય
(૮) શાંતિ

૫. ખરેખર યોગ્ય બંદોબસ્ત (actual control):—
(૧) સભાઓ
(૨) સરઘસો
(૩) નીચે જણાવેલાં સ્થળે મળેલાં લોકોનાં ટોળાં
(અ) સ્ટેશન પ્લેટફોર્મ ઉપર
(બ) બજારમાં, યાત્રાસ્થાને, પ્રદર્શન વગેરેમાં
(ક) દોડધામવાળા સ્થળે ટ્રાફીક.

૬. સંજ્ઞાઓ. (Signals-ઇશારા):—
(૧) સીટીની સંજ્ઞાઓ
(૨) દિવાની સંજ્ઞાઓ (light)
(૩) ધુમાડાની સંજ્ઞાઓ
(૪) હાવભાવની સંજ્ઞાઓ
(૫) કવાયતની સંજ્ઞાઓ.

૭. ઓફીસ અને રચનાત્મક કાર્ય (Desk and organisational work):—
(૧) સૈનિક વિશેની માહિતી કેવી રીતે લેવી.
(૨) તેમનાં માપ કેવી રીતે લેવાં.
(૩) રીપોર્ટ કેવી રીતે લખવા.

(૪) સૈનિકને કેવી રીતે તપાસવા અગર પરીક્ષા લેવી.
(૫) હુકમ આપવાનાં અને વર્ગો લેવાનાં પ્રકાર અને રીત
(૬) પત્રકો અને હિસાબ કેવી રીતે રાખવો.
(૭) પત્રવ્યવહાર કેવી રીતે કરવો, પત્રના ઉત્તર કેવી રીતે આપવા અને પત્રો કેવી રીતે ફાઇલ કરવા.

૮. **ચોકી પહેરો** (Sentry and guard duty):—

(૧) કેવી રીતે વ્યવસ્થા અગર ગોઠવણ કરવી અને તપાસ રાખવી.
(૨) તેનો અર્થ અને અગત્ય

૩. **સમય-પત્રક** (Model time-table)

( મધ્યસ્થ સેવાદળનાં બાગલકોટના વિદ્યાલયનાં સમય પત્રકનો નમુનો છે)

| | | | | |
|---|---|---|---|---|
| સવારના | ૫ | | કલાકે | ઉઠવાનું (Rise call) |
| | ૫ | થી | ૫-૪૫ | દાતણ-પાણી, સંડાસ વગેરે. |
| | ૫-૪૫ | થી | ૫-૫૦ | પ્રાર્થના. |
| | ૫-૫૦ | થી | ૬ | ધ્વજ ફરકાવવાની ક્રિયા. |
| | ૬ | થી | ૭-૩૦ | શારીરિક કસરતના વર્ગો. |
| | ૭-૩૦ | થી | ૮ | નાસ્તો. |
| | ૮ | થી | ૯-૩૦ | કાંતણ અને પીંજણ. |
| | ૯-૩૦ | થી | ૧૦-૩૦ | સ્નાન અને શિબિર સ્વચ્છતા. |
| | ૧૦-૩૦ | થી | ૧૧-૩૦ | હિંદુસ્તાનીના વર્ગ. |
| | ૧૧-૩૦ | થી | ૧૨-૩૦ | બપોરનું ભોજન. |
| બપોરના | ૧૨-૩૦ | થી | ૨ | આરામ, વાચન વગેરે. ઉંઘવાનું નહિ. |
| ,, | ૨ | થી | ૪ | માનસિક અભ્યાસક્રમના વર્ગ. |
| ,, | ૪ | થી | ૪-૩૦ | પાણી ભરવાનું વગેરે. |
| સ્હાંજના | ૪-૩૦ | થી | ૬ | શારીરિક કસરતના વર્ગો. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૬ | થી | ૬–૧૫ | પોષાક પહેરવાનો સમય. |
| ,, | ૬–૧૫ | થી | ૬–૩૦ | ધ્વજ ઉતારવાની ક્રિયા. |
| ,, | ૬–૩૦ | થી | ૭–૧૫ | સ્હાંજનું ભોજન. |
| ,, | ૭–૧૫ | થી | ૭–૪૫ | છુટી. |
| ,, | ૭–૪૫ | થી | ૮–૪૫ | હિંદુસ્તાનીના વર્ગ. |
| ,, | ૮–૪૫ | થી | ૮–૫૦ | પ્રાર્થના. |
| | ૯ | કલાકે | | સૂઇ જવાનું (light out call) |

**નોંધ**:—ઉંઘવા માટે જે આઠ કલાક ગણાવ્યા છે તેમાં રાત્રિના ચોકી પહેરાનો સમાવેશ થાય છે. રાત્રિ ચોકી પહેરો દરરોજ અથવા એકાંતરા દિવસે આવવો જોઇએ.

## ૪. શિક્ષકનો પહેરવેશ.

શિક્ષક–તાલીમ વર્ગ અગર શિબિરમાં દરેક ઉમેદવાર સૈનિકનો પહેરવેશ પહેરશે, તે શિક્ષકનો પહેરવેશ શિક્ષકનું પ્રમાણપત્ર મળ્યા પછી પહેરવાને હકદાર થાય છે. શિક્ષકના પહેરવેશનું વર્ણન નીચે આપવામાં આવ્યું છે:—

૧. **ટોપી**: રંગ–સેવાદળ બ્લ્યુ. ૩॥ ઈંચની દિવાલની ગાંધી ટોપી. તેના ઉપર અને નીચેના ભાગથી અડધો ઈંચ દૂર ટોપીની બધી તરફ ફરતી સીલાઇના ટાંકાની હાર હોવી જોઇએ. દિવાલને જોડતો ટોપીનો ઉપરનો કકડો (ચંદો) વચ્ચેથી સાંકડો, લંબગોળ અને છેડા તરફ અણીદાર હોવો જોઇએ.

૨. **કોટ**: કોટ ન જોઇએ.

૩. **ખમીસ**: સેવાદળ બ્લ્યુ રંગ. આની સવિસ્તર વિગત સૈનિકના ખમીસ જેવી છે. ઉભા કોલરનું. કોલરની પટી ૧॥ ઇંચ (પહોળી) ઉંચી અને ગળાને બંધ બેસતી હોવી

જોઇએ. આ કોલરની પટીને આગળ બે દોરાનાં ન્હાનાં બટન રાખવાં. ખમીસને છાતીએ આગળ ત્રણ દોરાનાં બટન. છાતીની બન્ને બાજુએ કોંસ~ આકારનાં ઢાંકણુવાળાં બટન સાથે બે ખીસ્સાં. બાંય અડધી, કોણીથી એક ઇંચ ઉંચી રહે તેવી. ખમીસની લંબાઇ ઝાંઘને સમાંતર સીધો લાંબો હાથ કરતાં હાથની વચલી આંગળી સુધી આવે તેટલું નીચું. ખભાના પટાઃ ખભા તરફ બે ઇંચ પહોળા, બેજને માટે ખભાની સીલાઇથી અડધો ઇંચ દૂર બે ગોળ કાંણાં, પટાના ગળા તરફને છેડે કોલરની પટીથી ૦॥। ઇંચ દૂર બટન માટે કાણું. ખભાના પટા એવા હોવા જોઇએ કે ખભા ઉપર સીધા સપાટ રહી શકે. પટાનો ગળા તરફનો છેડો ગળાની કોલર–પટી સુધી પહોંચવો જોઇએ.

૪. પાટલુન (અડધું-Short):—

સેવાદળ બ્લ્યુ રંગ. આની સવિસ્તર વિગત સૈનિકના અડધા પાટલુન જેવીજ છે. સૌથી ઉપર ૨॥ ઇંચ પહોળાઇનો પટો અને તેને બે દોરાનાં બટન. તેની લંબાઇઃ સીધા ઉભા રહેતા ઢીંચણથી ૨ ઇંચ ઉંચે રહે. શરીરને બરોબર બંધબેસતું. બાજુએ બે ખીસ્સાં. ઝાંઘને સખ્ત રીતે બંધબેસતુ નહિ પણ ખુલ્લું. પાછળ કે બાજુએ બકલ વગર ત્રણ ઇંચ લાંબી અને બે ઇંચ પહોળી સરખે અંતરે ચોંટેલી ચાર પટીઓ (loops). આ પટી પહેલા બટનથી બે ઇંચ દૂર ચોઢવી. ઉપરના પટાનાં બે બટન સિવાય અંદર ઢંકાઇ શકે તેવાં બીજાં દોરાનાં પાંચ બટન. (in the flap.)

૫. પટી: સેવાદળ ભ્રયુ રંગ. આની સવિસ્તર વિગત સૈનિકની પટી જેવી છે. પટીની પહોળાઇ ૪ ઇંચ અને લંબાઇ ૯ ફૂટ. એક છેડે એજ રંગની અડધો ઇંચ પહોળી અને ૩ ફૂટ લાંબી પટી.

૬. પગરખાં:—પેશાવરી ચંપલ જેવી કાળા રંગની.

૭. બેજ અને પદવી નિશાન:—(Badges and distinction):–(૧) ટોપીના આગળના ભાગથી ૨॥ ઇંચ દૂર, ટોપીની બન્ને બાજુએ દિવાલ ઉપર ૦॥ ઇંચ પહોળાઇની ધોળી કાઢી શકાય તેવી છૂટી ઉભી પટીઓ.

(૨) હિંદુસ્તાની સેવાદળનાં પીતળનાં ખભાના બેજ.

(૩) ખમીસના ખભાના પટા હોય છે તેવા પણ છુટા અને ધોળા રંગના ખભાના પટા.

(૪) ખમીસ ને બાંયને લગાડી શકાય તેવો ૧॥ ઇંચ પહોળાઇ વાળો પટો.

૮. પટા: વચમાં હિંદુસ્તાની સેવાદળના નામવાળાં બકલ અગર પકડ (clasp) વાળો, ૧॥ ઇંચ પહોળાઇ નો કાળો 'નેવાર' (Newar) પટો.



## સેવાદળ સપ્તપદી.

સેવાદળ તરફથી સૈનિકના અભ્યાસક્રમ માટે નક્કી થયેલાં રાષ્ટ્રગીતો આ પુસ્તકમાં આપેલાં છે.

લખો:

**શ્રી. એમ. પાઇ** c/o હિંદુસ્તાની સેવાદળ
ગીરગામ ટેરેસ, ગીરગામ મુંબાઇ નં. ૪.

## હિંદુસ્તાની સેવાદળ મેન્યુઅલ.

સેવાદળ મેન્યુઅલનો પ્રથમ ગ્રંથ છાપામાં છપાઇ રહ્યો છે તેની નકલો જેમને જોઇતી હોય તેમણે પોતાનાં નામ સેવાદળના મુખ્ય મથક હુબલી ખાતે તુર્ત જ નોંધાવવાં.

વ્યવસ્થાપક મંત્રી,
હિંદુસ્તાની સેવાદળ, હુબલી, ( કર્નાટક )

---

## સૈનિક કવાયત.

આ પુસ્તકમાં કવાયતના હુકમો અંગ્રેજીમાં અને હિંદીમાં આપવામાં આવ્યા છે. સેવાદળ તરફથી તેને માન્ય કરવામાં આવી છે. આ પુસ્તકનું આમુખ (પ્રસ્તાવના) પંડિત જવાહરલાલ નહેરૂએ લખી છે. તેની કિંમત રૂા. ૦–૧૨–૦ છે. પોસ્ટેજ જુદું.

Write to:—Prof. Jnanshaha
Secretary, Behar Seva Dal,
Sadakadashrama,
Dighaghat, Behar.

---

પ્રકાશક: આનંદી ઠાકોર,
મંત્રી, ગુજરાત સેવાદળ, કોંગ્રેસ હાઉસ ભદ્ર—અમદાવાદ.
મુદ્રક: ચન્દ્રવદન બળવંતરાય ઠાકોર,
પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ, ખાડિયા—અમદાવાદ.